॥ ૐ ॥

श्री लक्ष्मी कान्त नाटक समाज,

— जगद्गुरु —

# श्री शंकराचार्य

नाटकनां गायनो तथा टुंकसार.

छपावी प्रसिध्ध करनार,

कान्तीलाल केशवलाल.

मालेकः—श्री लक्ष्मी कान्त नाटक समाज.

हाल मुकाम—ज्योर्ज थीएटर, सुरत.

—:§⊙§:—

कींमत त्रण आना.

॥ ॐ ॥

॥ तत्सत् परमात्माने नमः ॥

दुष्टाचार विनाशाय प्रादुर्भूतो महीतले ।
सएव शंकराचार्यः साक्षात्कैवल्य नायकः ॥

— જગદ્‌ગુરૂ —

# શ્રી શંકરાચાર્ય.

નામક નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

રચનાર,

પ્રભુલાલ દયારામ દ્વિવેદી એન્જીનીઅર.

શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર.

કાન્તીલાલ કેશવલાલ.

માલેક—શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ.

હાલ મુકામ જ્યોર્જ થીએટર, સુરત.

સુરત, ભાગાતળાવ રોડપર આવેલા

ધી "રાંદેર" પ્રિન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુલભદાસે છાપી.

આવૃત્તિ ૧લી સને ૧૯૧૮ પ્રત ૨૦૦૦

કિંમત ત્રણ આના.

# સોના ચાંદીના દાગીના ખરીદવાની

## ભરોસાદાર દુકાન.








## શા૦ નરોતમદાસ નગીનદાસની કું.

દરેક જાતના સોના ચાંદીના દાગીના બનાવનાર તથા
વેચનાર તેમજ દરેક જાતના નવા ઘડીયાળો તથા તેને
લગતો દરેક જાતનો સામાન વેચનાર તેમજ
જુના ઘડીઆળો દુરૂસ્ત કરનાર
એક વખત પધારી ખાત્રી કરવા વિનંતી છે.

**ઠે૦ બરાનપુરી ભાગળ—સુરત.**

# પ્રસ્તાવના.

उपक्रम्य स्तोतुं कतिचन गुणाञ्शंकरगुरोः ।
प्रभग्नाः श्लोकार्धे कतिचन तदर्थार्ध रचने ।
अहंतुष्टूषुस्ता नहह कलये शीत किरणं
कराभ्यामाहर्तुं व्यवसितमतेः साहसिकताम् ॥

આચાર્ય ચક્ર ચૂડામણિ ભગવાન શંકરાચાર્ય, કે જેના નામથી આર્યાવર્તના તેમજ પાશ્ચાત્ય પ્રદેશોના વિદ્વાનોમાંથી કોઇકજ અજ્ઞાત હશે તે વૈદિક ધર્મોદ્ધારક જ્ઞાનસિંધુ જગદ્‌ગુરૂના પવિત્ર ચરિત્રનું નાટકના સ્વરૂપમાં યથાસ્થિત વર્ણન કરવું એ સર્વથા અશક્ય છે. કારણ કે જે અજ્ઞાનધ્વાન્તહારક શાન્તરસપૂર્ણ અપૂર્વ વસ્તુનો ધુરંધર વિદ્વાનો ગ્રંથોમાં પણ સંપૂર્ણતાથી સમાવેશ કરી શકતા નથી તે વસ્તુનું માત્ર ચાર કલાક જેટલા અલ્પ અવકાશમાં વર્ણન કરવું એ ક્ષુદ્ર ઘટમાં સાગરની કલ્પના કરવા જેવું છે. છતાં પણ આજથી દોઢ વર્ષ પહેલાં ગોવર્ધન મઠાધીશ શંકરાચાર્ય શ્રીમન્ મધુસૂદન મહારાજનાં અમદાવાદમાં દર્શન થતાં તેમણે ભગવાન્ આદ્ય શંકરાચાર્યનું ચરિત્ર નાટકના રૂપમાં લખવાની આજ્ઞા આપેલી; તે આજ્ઞાને શિરોધાર્ય કરી મારી અલ્પબુદ્ધિ અનુસાર આ ધર્મમૂલક નાટક પ્રેક્ષકવર્ગ સમક્ષ રજુ કરવા ભાગ્યશાળી થયો છું.

પ્રસ્તુત નાટક કોઇપણ ધર્માવલંબીને અરૂચીકર ન થાય અને કોઇ પણ પાત્રને અપવાદ ન લાગે એ બાબત પર યથાશક્તિ લક્ષ આપ્યું છે, પરંતુ નાટ્ય પ્રયોગની અનુકુળતા માટે અમુક પાત્રા-

લેખનમાં કંઇક પરિવર્તન કરવું પડ્યું છે એ કૃતિ જો પ્રમાદયુક્ત જણાય તો હું સાહિત્યક્ષેત્રમાં ચંચુપાત કરતો અલ્પજ્ઞ લેખક હોવાથી વિદ્વાનોની ક્ષમાને પાત્ર છું. **શ્રી શંકરાચાર્યના** ચરિત્રમાં ઉદ્ભવેલી અનેક અપૂર્વ ઘટનાઓ અને વેદાન્ત જેવા ગહન વિષયનું આલેખન કરવામાં હું સર્વથા અશકત હોવાથી ' **શ્રીમન્ માધવાચાર્ય** વિરચિત **સંક્ષેપ શંકરજય,** (સંસ્કૃત) **શ્રીયુત** ગિરિશ્ચંદ્ર ઘોષ પ્રણિત **શંકરાચાર્ય નાટક** (બંગાલી) શાસ્ત્રી **મણિશંકર** કૃત **શ્રી શંકરાચાર્ય ચરિત્ર** (ગુજરાતી) અને **શાંકર દિગ્જય** નાટક (મરાઠી) વીગેરે જે જે પુસ્તકોનો આધાર લીધો છે તે પુસ્તકના વિદ્વાન લેખકનો જન્મપર્યંતનો આભારી છું.

આ નાટક ભજવવામાં મારા ઉત્સાહને વૃદ્ધિંગત કરનાર આ સંસ્થાના માલીકે જગદ્ગુરૂ શંકરાચાર્ય તરફ પૂજ્ય ભાવ દર્શાવી સીનેરી તેમજ ડ્રેસ પાછળ યોગ્ય ખર્ચ કર્યું છે તથા ડાયરેકટર મી૦ રામલાલ વલ્લભરામ નાયકે પરિશ્રમ વેઠી નાટકને શોભાવ્યું છે છતાં **"સર્વ સર્વે ન જાનન્તિ"** એ સુત્રાનુસાર મારી કૃતિમાં દોષો હોવા સંભવિત છે. પરંતુ પ્રેક્ષકવર્ગ **હંસનીરક્ષીર** ન્યાય અવલોકન કરશે અને વિદ્વાનો યત્કિંચિત્ આદરને પાત્ર ગણશે તો હું તેમનો ઋણી થઇશ અને મારો પ્રયત્ન સફળ માનીશ સુજ્ઞેષુ કિં બહુનાઃ—

યજુર્વેદીય શ્રાવણી શુક્રવાર
વિક્રમાર્ક ૧૯૭૪ તા. ૨૨-૮-૧૯
જ્યોર્જ થીએટર સુરત.

લેખકઃ—

**પ્રભુલાલ દયારામ દ્વિવેદી.**
વી. પુર (કાઠીઆવાડ)

# શ્રી શંકરાચાર્ય

## નાટકનો પ્રવેશાનુક્રમે સંક્ષિપ્ત સાર

श्री शंकराचार्य नवावतारं वेदान्त शारीरक भाष्यकारम् ।
चकोरचाकोरकचन्द्रिकाणां श्री शंकराचार्य गुरुं नमामि ॥

( મંગળાચરણ. )

## અંક પહેલો

**પ્રવેશ પહેલો—કૈલાસ—**વેદો અને નારદ, ભગવાન શંકરને ઉદ્ધાર માટે પ્રાર્થના કરે છે જેથી શંકર, બ્રહ્મા, વિષ્ણુ અને ઇન્દ્રાદિ દેવો પ્રગટ થઇ સનાતન ધર્મના રક્ષણ માટે અવનીપર અવતાર ધરવાનો નિશ્ચય કરે છે. ત્યાં મહામાયાનું પ્રગટ થવું, ધર્મોદ્ધાર ના કાર્યમાં પોતાને પણ ભાગીદાર બનાવવા વિનંતિ, શંકરે તેની સહાયતા માટે કરેલો નિષેધ અને સર્વ દેવોનું અદૃશ્ય થવું. પોતાની સહાયતા ન લીધી તેથી પોતાને અપમાન મળ્યું જાણી મહામાયા ક્રોધિત થાય છે અને નારદના ઉશ્કેરવાથી શંકરને ફસાવવા માટે ગુપ્તરૂપે રાજા અમરકને ત્યાં જાય છે.

**પ્રવેશ બીજો—ઉપવન**—બાળ મિત્રો સાથે શંકર સંસારની અસારતા સંબંધી ચર્ચા કરી રહ્યા છે ત્યાં નારદ આવી એકાંત જોઇ પાખંડના ઉચ્છેદ માટે સન્યસ્ત લેવા શંકરને પ્રાર્થના કરે છે જેથી શંકર સન્યાસ લેવા તૈયાર થાય છે ત્યાં તેમની માતા વિશિષ્ઠા આવી તેમને અટકાવે છે પરંતુ શંકર માતાને ઉપદેશ આપી શાન્ત કરી યજ્ઞોપવિતનો ત્યાગ કરી સન્યસ્ત સ્વીકારે છે તે જોઇ માતાને સંતાપ.

**પ્રવેશ ત્રીજો—અમરકનો આવાસ**—દંભી અને દુષ્ટ વામાચાર્યની સોબતથી કુમાર્ગે ચડેલો અમરક પ્રજાને મરજી મુજબ ન્યાય આપી રહ્યો છે ત્યાં મહામાયા નૃત્યશિક્ષિકાના સ્વરૂપમાં આવી આશ્રય માગે છે અને અમરક તેના તેજમાં અંજાઇ જઈ તેને આશ્રય આપે છે પછી અમરક અને તેની રાણી સરમાની પ્રેમ ચેષ્ટાઓ.

**પ્રવેશ ચોથો—વારાણસી** ક્ષેત્ર—ગુરૂની શોધ કરતો સનંદન શંકરાચાર્યને જોતાં તેમનો શિષ્ય થાય છે અને આચાર્ય તેને પર્ણકુટી બાંધવાની આજ્ઞા કરે છે. તેના ગયા પછી ભીષણ મૂર્તિ કાપાલિક ત્યાં આવે છે અને ધર્મ સંબંધી સંવાદ કરે છે તેમાં હાર પામવાથી દુષ્ટ કાપાલિક શંકરાચાર્યને હણવાનો નિશ્ચય કરી ન્હાસી જાય છે પછીથી કૈલાસેશ્વર શંકર પોતાના અંશરૂપ શંકરાચાર્યની કસોટી કરવા ચાંડાલ વેશમાં આવે છે પરંતુ તે કસોટીમાં શંકરાચાર્ય ઉત્કૃષ્ટ નીવડે છે જેથી પાર્વતીપતિ આશીર્વાદ આપી અદશ્ય થાય છે ત્યાં આચાર્યને સનંદનનું સ્મરણ થતાં જુવે છે

તો તે ગંગાને સામે કિનારે ઉભેલો છે તેને તરતજ બોલાવે છે એટલે સનંદન 'ગુરુણામાજ્ઞામવિચારણીયા' એ સુત્રાનુસાર ગંગા કુદી પડે છે અને તણાવા લાગે છે ત્યાં ગુરૂ કૃપાથી ગંગામાં કમળો ઉત્પન્ન થાય છે તે ઉપર થઇ સનંદન કિનારે આવી ગુરૂના ચરણમાં પડે છે, ત્યારથી આચાર્ય તેનું નામ પદ્મપાદ રાખે છે.

## ટેબ્લો.

**પ્રવેશ ૫ મો—રસ્તો**—કેટલીક પનીયારીઓને શંકરાચાર્ય મંડનમિશ્રનું ઘર ક્યાં છે તે પૂછે છે પરંતુ પનીયારીઓ શંકરાચાર્યને બાળવયમાં સન્યાસી થયેલા જોઇ આશ્ચર્ય પામે છે અને ગૃહસ્થાશ્રમી થવા કહે છે પરંતુ આચાર્યના ઉપદેશથી લાચાર થઇ પનીયારીઓ મંડનમિશ્રના ઘરની નિશાનીઓ બતાવી ચાલી જાય છે પછીથી આચાર્ય પણ મંડનને ઘેર જાય છે ત્યાં દુષ્ટ કાપાલિક શંકરાચાર્યની શોધ કરતો આવે છે અને આચાર્યનો આશ્રમ ક્યાં છે તે જાણી લઇ દુષ્ટ હેતુ પાર પાડવા આશ્રમ તરફ જાય છે.

**પ્રવેશ ૬ ઠો—મંડનમિશ્રનો આવાસ**—મંડનમિશ્ર પિતૃશ્રાદ્ધ કરી રહ્યો છે ત્યાં પ્રથમ પદ્મપાદ અને પછી આકાશ માર્ગથી શંકરાચાર્ય આવે છે અને શાસ્ત્રાર્થ કરી મંડનમિશ્રને હરાવે છે ત્યાં મહામાયાની શીખવણીથી મંડનની પત્ની સરસ્વતી શંકરાચાર્ય સાથે સંવાદ કરી કામ શાસ્ત્રનો પ્રશ્ન પૂછે છે જેથી આચાર્ય બ્રહ્મચારી હોવાથી તેનો ઉત્તર તરતજ ન આપતાં એક માસની મુદત માગી લેછે.

**પ્રવેશ ૭ મો—દુર્ગારામનું ઘર**—વિષયી વામાચાર્ય વીજળીને દુરાચાર આચરવા લલચાવી રહ્યો છે ત્યાં દુર્ગારામ અને પછીથી અમરક આવતાં સર્વ મદિરા પાન કરી મૂર્ખ બને છે ત્યાં માયાની સાથે સરમા આવે છે અને અમરકને ધમકાવી મહાલયમાં મોકલી દેછે. પછી વામાચાર્યને પણ માયા બે ચાર બોધ વાક્યો કહે છે પણ તે કાળમીંઢ પત્થરને તેની કાંઇ અસર ન થતાં માયા તેનો તિરસ્કાર કરી ચાલી જાય છે પછીથી દંભી વામાચાર્યનો મિથ્યા પ્રલાપ.

**પ્રવેશ ૮ મો—આશ્રમ**—સનાતન ધર્મથી શત્રુતા ધરાવનાર દુષ્ટ કાપાલિક દુષ્ટ ઉમેદ બર લાવવા આશ્રમમાં છુપાય છે ત્યાં પદ્મપાદ આવે છે અને કાપાલિકને પર્ણકુટીમાંથી બહાર ખેંચી લાવી સંહાર કરવા તૈયાર થાય છે તેટલામાં શંકરાચાર્ય પ્રવેશ કરી પદ્મપાદને શાન્ત કરે છે અને કાપાલિકને જવા દેછે. પછીથી સર્વ શિષ્યોને પોતાનો સ્થુલ દેહ સંભાળવાનું કહી ધુરંધર યોગેશ્વર શંકરાચાર્ય કામકળાનો અનુભવ કરવા માટે પરકાય પ્રવેશની વિદ્યાદ્વારા કોઇ બીજા દેહમાં જવા તૈયાર થાય છે. અને સર્વ શિષ્યો સુક્ષ્મ સ્વરૂપે આકાશ માર્ગે જતા ગુરૂદેવને જોઇ રહે છે.

— ટેબ્લો. —



# અંક બીજો.

**પ્રવેશ ૧ લો—ઉદ્યાન**—મૃગયાના શ્રમથી મૃત્યુ પામેલા રાજા અમરકના દેહમાં સુક્ષ્મ સ્વરૂપે શંકરાચાર્ય પ્રવેશ કરે છે

જેથી અમરક જીવતો થાય છે તેના આચાર વિચાર ફેરવાઇ જાય છે, અધિકારીઓને રાજ્યશાસન ચલાવવાના યોગ્ય હુકમો આપે છે અને જ્યાં ત્યાં સનાતન ધર્મ પ્રવર્તાવવાની આજ્ઞા ફરમાવે છે. જેથી માયા તે શંકરાચાર્ય છે એમ જાણી જાય છે અને સરમાને સાવચેત રહેવાની અને જેમ બને તેમ અમરકના દેહમાં રહેલા આચાર્યને મોહજાળમાં ફસાવવાની ભલામણ કરી અમરક સાથે અંતઃપુરમાં મોકલે છે અને પોતે અમરક દેહસ્થ આચાર્યના જોવામાં ન આવે તેમ છૂપાઇ રહે છે ત્યાં પ્રધાન સુવિચાર કાપાલિકને લઇને આવે છે અને રાજાના દેહમાં રહેલા યોગીના દેહને બાળી નાંખવાની મંત્રણા કરે છે. સર્વના ગયા પછી સરમા અમરક સાથે પ્રવેશ કરે છે. ત્યાં અમરક દેહસ્થ આચાર્યનો પ્રજાને ન્યાય, દુષ્ટોને દંડ, સજ્જનોનું સન્માન અને શૃંગારમાં પ્રીતિ.

**પ્રવેશ ૨ જો—આશ્રમ**—એક માસ વીતી જવા છતાં ગુરૂદેવ ન આવવાથી પદ્મપાદ આદિ શિષ્યો ચિંતા કરી રહ્યા છે ત્યાં સેનાપતિ વેશમાં કાપાલિક અને પ્રધાન સુવિચાર પ્રવેશ કરે છે અને શંકરાચાર્યનું શરીર માગે છે પરંતુ પદ્મપાદ તે ન આપતાં સામે થાય છે. જેથી કાપાલિક, માયાની આજ્ઞાનુસાર પ્રધાને કરેલા અવરોધથી તેમની સામે યુદ્ધ ન કરતાં ચાર દિવસની મુદત આપીને જાય છે, પછીથી ગુરૂદેવ અમરકનાજ દેહમાં છે એમ જણાઇ આવવાથી પદ્મપાદ ગવૈયાનો વેશ લઇ અમરકના દરબારમાં જાય છે.

**પ્રવેશ ૩ જો—વિલાસભુવન**—અમરક દેહસ્થ આચાર્યને મોહપાસમાં બાંધી રાખવા માટે માયાએ મનોહર ભૂવનો અને ભોગ વિલાસનાં સાહિત્યો નિર્માણ કર્યાં છે ત્યાં અનેક લાવણ્યમયી લલ-

નાઓના મંડળમાં અમરક દેહસ્થ આચાર્ય કામકળાનો અનુભવ કરી રહ્યા છે, ત્યાં બે છોકરાઓને વારાંગનાઓ બનાવી ગવૈયાના વેશમાં પદ્મપાદ આવે છે અને આચાર્યને તેમના કર્તવ્યનું સ્મરણ કરાવનારૂં ગાયન સંભળાવે છે જેથી આચાર્યને પોતાના મૂળ સ્વરૂપનું ભાન થાય છે અને પદ્મપાદ વારાંગનાઓ તથા રાણીઓને વિદાય કરી માયાની જાળમાં બંધાઇ જવા માટે પશ્ચાતાપ કરી રહ્યા છે ત્યાં મૂળ સ્વરૂપે માયા પ્રગટ થાય છે અને પોતાનો વિજય સિદ્ધ કરે છે, પરંતુ એથી આચાર્યને દુઃખ થતું જોઇ મહામાયા તેમના ચરણમાં નમી પડે છે અને પોતાના અપરાધ માટે ક્ષમા માગી સ્વસ્થાને ચાલી જાય છે પછીથી આચાર્ય પણ અમરકના દેહનો ત્યાગ કરી પોતાના દેહમાં જવા માટે સુક્ષ્મ સ્વરૂપે અંતરિક્ષમાં જાય છે. — ટેબ્લો —

**પ્રવેશ ૪ થો—ઉદ્યાન**—પદ્મપાદને વેશધારી જાણી તેની પાછળ પડેલો વામાચાર્ય વીજળીને જોતાં પોતાને આધીન થવા સમજાવે છે અને પછીથી જોરમ જુલમ કરવા તૈયાર થાય છે ત્યાં દુર્ગારામ આવી ચડે છે અને વામાચાર્યને ધમકાવી ગુરૂ શિષ્યનો સંબંધ તોડી વીજળીને લઇ ચાલ્યો જાય છે. પછીથી વામાચાર્યની મહત્વતાકાંક્ષાઓ, અમરક મરી જવાથી રાજ્ય પચાવી પાડવાના વિચારો તેમાં અમરકની દાસી ચંબેલીને પરણવાની લાલચ આપી સામેલ કરવી અને યુક્તિથી રાણી સરમાને ફસાવવાનો પ્રપંચ.

**પ્રવેશ ૫ મો—જંગલ**—કાપાલિક અને પ્રધાન શંકરાચાર્યના શિષ્યોને દોરડાં વડે બાંધી દેહને ચિત્તામાં મૂકી અગ્નિ સળગાવી ચાલ્યા જાય છે ત્યાં પદ્મપાદ આવે છે અને ગુરૂના દેહને

બળતો જોઇ પોતે પણ બળી મરવા જાય છે, ત્યાં આચાર્ય મૂળ દેહમાં પ્રવેશ કરી ચૈતન્ય પામે છે, પદ્મપાદને સાહસ કરતા અટકાવે છે, અને નૃસીંહ ભગવાનની સ્તુતિ કરે છે. જેથી જળવૃષ્ટિ થાય છે. ચિતા બુઝાઇ જાય છે અને આચાર્યને ચિતામાંથી બહાર આવેલા જોઇ સર્વ શિષ્યો આનંદ પામી જય ઘોષ કરે છે. ટેબ્લો.

**પ્રવેશ ૬ ઠો—મંડનમિશ્રનો આવાસ**—શંકરાચાર્યે આપેલો અવધી વીતી જવાથી મંડન ચિંતાતુર થઇ રહ્યો છે ત્યાં આચાર્ય પધારે છે અને સરસ્વતીના મનનું સમાધાન કરી મંડનને સુરેશ્વર નામથી પોતાનો શિષ્ય બનાવે છે જેથી સરસ્વતી શંકરાચાર્યને તેના ચારે આશ્રમોમાં શારદા નામથી નિરંતર રહેવાની કબુલાત આપી સ્વધામ જાય છે.

**પ્રવેશ ૭ મો—વામમંદિર**—અધમ વામાચાર્ય વીજળી દુર્ગારામ તથા રાણી સરમાને યુક્તિથી પકડી મંગાવી જુલમ ગુજારી રહ્યો છે ત્યાં શંકરાચાર્ય પોતાના શિષ્યો અને રાજા સુધન્વા સહિત ત્યાં આવે છે, જેથી વામમાર્ગીઓ ગભરાય છે તેને ઉપદેશ આપી વામાચાર્યને પોતાનો શિષ્ય બનાવે છે, વીજળી દુર્ગારામ અને સરમાને પણ મુક્ત કરે છે તથા રાજા સુધન્વાને અમરકના રાજ્યની વ્યવસ્થા કરવાની અને યુવરાજને રાજ્યાભિષેક કરવાની આજ્ઞા કરે છે. ત્યાં દેવર્ષિ નારદ શંકરાચાર્યને તેમની માતાનો અવસાન પાસે હોવાના સમાચાર આપે છે જેથી આચાર્ય તરતજ માતા પાસે જવા માટે વિદાય થાય છે.

**પ્રવેશ ૮ મો—પર્ણકુટી**—અનેક પ્રકારના વ્યાધિઓથી અને

ક્ષુધા તૃષા તથા દરિદ્રાવસ્થાથી દુઃખ પામતી વિશિષ્ઠા પાસે શંકરાચાર્ય આવે છે અને અવસાન પાસે હોવાથી સગુણ બ્રહ્મનો ઉપદેશ આપી વૈકુંઠમાં મોકલાવે છે પછી સગાં સબંધીઓને બોલાવી તેના દેહને અગ્નિસંસ્કાર કરવાનું કહે છે પરંતુ મૂઢ બુદ્ધિના કુટુંબીઓ તેનો અગ્નિ સંસ્કાર કરતા નથી એટલુંજ નહિ પણ અગ્નિ સુદ્ધાંત આપતા નથી જેથી આચાર્ય માતાના હાથમાંથી અગ્નિ ઉત્પન્ન કરી ત્યાંજ અગ્નિ દાહ કરે છે અને સ્વાર્થી સંબંધીઓને શાપ આપે છે.

— ટેબ્લો —



# અંક ત્રીજો

**પ્રવેશ પહેલો—તીર્થક્ષેત્ર—**હરિહર ક્ષેત્રમાં નિવાસ કરી રહેલા જગદ્‌ગુરૂએ એક વિધવાના બાળકને પુનર્જીવન આપવું અને હસ્તામલક આદિનું શિષ્ય થવું. ત્યાં અમરકની દાસી અંબેલી આવે છે અને તેને પરણવાનું વચન આપી ન્હાસી આવેલા વામાચાર્યની માગણી કરે છે જેથી શંકરાચાર્ય વામાચાર્યને સંસારી થવાની આજ્ઞા આપે છે અને અંતઃકરણ શુદ્ધ થયા પછી સન્યસ્તની દિક્ષા લેવા આવવાનું કહે છે જેથી ઘાણીનો બેલ પાછો જ્યાંનો ત્યાં જાય છે.

**પ્રવેશ ૨ જો—ઉપવન—**શંકરાચાર્ય ધ્યાનસ્થ બેઠેલા છે ત્યાં પાપી કાપાલિક સાધુ વેશ ધારણ કરીને આચાર્ય પાસે તેમનું

મસ્તક માગે છે. પરોપકારી યોગેશ્વર તે આપવા કબુલ થાય છે જેથી કાપાલિક જેવો તેમનાપર તલ્વારનો પ્રહાર કરવા જાય છે તેવાજ પદ્મપાદ ધસીં આવે છે અને કાપાલિકની છાતી ચીરી નાખે છે 'મહાપુરૂષનો દ્રોહ કરવાનું' પરિણામ

— રેખ્લો —

**પ્રવેશ ૩ જો—દુર્ગારામનું ઘર—સુખ ચેનમાં રહેતાં** વીજળી અને દુર્ગારામ આગળ ભગવદ્ભકત બનેલો વામાચાર્ય આવે છે અને તેને પ્રભુ ભકિતમાં તલ્લીન થયેલો જોઇ મુમુક્ષુ દંપતિ આનંદ પામે છે ત્યાં વામાચાર્યની ગૃહલક્ષ્મી બનેલી દાસી ચંબેલી આવે છે અને અનેક પ્રકારે વામાચાર્યને સતાવે છે જેથી વીજળી તેને શિખામણ આપે છે અને સદ્ગુરૂ તથા સત્સંગ પ્રતાપ થી સર્વ સન્માર્ગપર આવી જાય છે !

**પ્રવેશ ૪ થો—શારદા મંદિર**—દક્ષિણ દિશામાં કોઇ પણ સર્વજ્ઞ થયો નથી એવી ઉકિત હોવાથી જગદ્ગુરૂ શંકરાચાર્ય શાસ્ત્રાર્થમાં ત્યાંના પંડિતોને પરાજય આપી શારદા મંદિરનું દક્ષિણ ઉઘડાવી, શારદાને અને સર્વ પંડિતોને પોતે સર્વજ્ઞ અને શુદ્ધ છે એવી ખાત્રી કરાવી શિષ્યોના જયઘોષ વચ્ચે વિદ્યાપીઠપર વીરાજે છે ત્યાં દેવર્ષિ નારદ આચાર્યનું પૃથ્વીપરનું કાર્ય પરિપૂર્ણ થવાથી કૈલાસમાં પધારવા વિનંતિ કરે છે જેથી શંકરાચાર્ય કેદારેશ્વર તરફ સીધાવે છે.

**પ્રવેશ ૫ મો—હિમાલય**—સર્વ શિષ્યોના જયઘોષ દેવોના દુંદુભી નાદ અને પુષ્પવૃષ્ટિથી શોભતા જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્યનું કૈલાસ ગમન. ॐ **શાન્તિ:**

# શ્રી શંકરાચાર્ય નાટકનાં મુખ્ય પાત્રોનો પરિચય.

## — પુરૂષ પાત્રો. —

શ્રી શંકરાચાર્ય... ... ... જગદ્ગુરૂ, કૈલાસેશ્વર શંકરનો અવતાર.
સનંદન (પદ્મપાદ)... શંકરાચાર્યનો મુખ્ય શિષ્ય.
મંડનમિશ્ર (સુરેશ્વર)... બ્રાહ્મણ પંડિત, બ્રહ્મદેવનો અવતાર પછીથી શંકરાચાર્યનો શિષ્ય.

આનંદગિરિ
ચિદાનંદ
ચિતસુખ
હસ્તામલક
તોટકાચાર્ય
} શ્રી શંકરાચાર્યના શિષ્યો.

અમરૂક... ... ... ... જેના દેહમાં કામકળાનો અનુભવ કરવા શંકરાચાર્યે પ્રવેશ કર્યો હતો તે ભૂપાળ, પ્રથમ અવિચારી, પછીથી પ્રજાપાલક અને વિલાસી.
ઉગ્રભૈરવ ... ... ... ... એક કાપાલિક.
નારદ... ... ... ... ... પરમાત્માના પરમભક્ત, દેવર્ષિ.
સુવિચાર ... ... ... ... અમરૂક રાજાનો પ્રધાન.
વામાચાર્ય... ... ... ... ધૂર્તવિદ્યાથી પોતાનું કામ સાધી લેનાર દુરાચારી અને દંભી સાધુ.
દુર્ગારામ ... ... ... ... વામાચાર્યનો શિષ્ય.

ઉપરાંત—બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ઇન્દ્ર, વેદો, ઋષિઓ, બ્રાહ્મણ કુમારો, પંડિતો, રાજા સુધન્વા, સૈનિકો, સાધુઓ, કુટુંબીઓ વામમાર્ગીઓ, વેશધારી શંકર વીગેરે.



# — સ્ત્રી પાત્રો. —

ઉભયભારતી (સરસ્વતી) મંડનમિશ્રની પંડિતા પત્ની.
મહામાયા ... ... ... ... પરમાત્માની આદ્યશક્તિ.
સરમા... ... ... ... ... અમરક રાજાની રાણી.
વિશિષ્ટા ... ... ... ... શંકરાચાર્યની માતા.
વીજળી ... ... ... ... દુર્ગારામની પત્ની.
ચંબેલી (ઘેલી) ... ... અમરકની દાસી અને પછીથી વામાચાર્યની પત્ની.

ઉપરાંત—પનીહારીઓ, દાસીઓ, અમરક રાજાની રાણીઓ, સખીઓ, વારાંગનાઓ અને વિધવા વીગેરે.

સ્થળ—કૈલાસ, કાલટી, કાશીપુરી, માહિષ્મતી નગરી, અને તીર્થ ક્ષેત્રો ઇત્યાદિ.



॥ ॐ तत् सत् परमात्मने नमः ॥

— જગદ્ગુરૂ —

# શ્રી શંકરાચાર્ય

## નાટકનાં ગાયનો.

### મંગળાચરણ.

સુત્રધાર અને બાળાઓ—

શંકર શશીધર શિવકર
સુર મુની સકળ ધરત ધ્યાન—
વિશ્વ સ્થાપક વિશ્વમાં વિશ્વંભરા વેદાન્તને;
ભસ્મચર્ચિત જ્ઞાનમૂર્તિ ગૌર ગિરિજા કાન્તને.
નમન હર હર ધ્યાન્તને
મદન મારણ ગંગધારણ શરણ શૂલધર શાન્તને—શં૦

બાળાઓ—

જય શંભુ ભગવાન વિભુ જ્ઞાનના નિધાન,
હર્યું દ્વૈતમત ગુમાન ધરી ધર્મનું સુકાન.—
ટાળ્યા સંતાપ આપ અવતરી,

તાર્યાં છે વેદ દિગ્વિજય કરી—
પાપી પાખંડીને દીધા નિવારી
ભકતોને ભાવધરી લીધા ઉદ્ધારી
શંકર સુખ આપનાર, પ્રણમું છું વારવાર
જગમાં ઝળકાવ્યું છે ભારતનું માન...

**વેદો અને નારદ—** ૧

સિંધુ જળ કાજળ કરી પૃથ્વી પટ વિસ્તાર,
લખે સદા ગુણ શારદા પણ નવ પામે પાર;
એ વિશ્વંભર શરણુમાં નમીયે વારંવાર
કૃપાસિંધુ કરૂણા કરી કરો વેદ ઉદ્ધાર

...... ... ...... ......

હર વિશ્વંભર હર વિશ્વંભર ભજ બ્રહ્માંડ વિહારી—
દેવા દયાઘન નિગમ સ્તવન મન ધરજો ભવભય હારી—
શૈલ સુતાવર, સમય વ્યથા કર હરજો હર ત્રિપુરારી—

**બ્રાહ્મણકુમારો અને શંકર—** ૨

સકળ સૃષ્ટિના સુત્રધારક સુરેશા; નમઃ શાન્તરૂપં અનુપં રમેશા.
નમઃ સચ્ચિદાનંદ આનંદ દાતા; વિભુ કોટી બ્રહ્માંડનો તું વિધાતા.
શ્રુતિ સાર ૐકાર આકાર ધારી; રહયો વિશ્વમાં વિશ્વથી નિર્વીકારી.
નમઃ નિત્યનામં નમઃ નિત્ય ધામં; ઘનશ્યામ નિષ્કામ તું પૂર્ણ કામં.

... ... ... ... ...

તરૂવર જળ ભૂમિ વ્યોમ વાયુ વિકાસે
ગિરિવર ધનજ્યોતિ ચંદ્રમાં તું પ્રકાશે

અશરિર હરિ તોયે સર્વમાં વ્યાપ્ત સ્વામી
વદતિ નિગમ નેતિ બ્રહ્મરૂપં નમામી;—

નારદ— ૩

ભજમન ભવભયહારી કુંજ વિહારી. કૃષ્ણ મુરારી—
દેવકી નંદન જનમન રંજન;
ભજમન આનંદકારી ગિરિવરધારી સુંદર શ્યામ—
સ્મર મદ ગંજન કંસ નિકંદન;
તન મન મમતા માયા રટ જગરાયા પૂરણકામ—

નારદ અને શંકર— ૪

કરો ખંડ પાખંડ, પધારો વેદશાસ્ત્રને નીલકંઠ ઉગારો,
સહુને છે આધાર તમારો સંકટ સર્વ નિવારો—
ધર્મ સનાતન સન્યાસી થઇ તમે ત્રિલોચન તારો
સ્વામી, આપ જગત ઉદ્ધારો... ... ...
ધર્મ ઉદ્ધારણ કારણે ધરૂં આજ સન્યાસ
વેદશાસ્ત્ર ઝળકી થશે આત્મજ્ઞાન પ્રકાશ—

શંકર— ૫

કહેજો કે શંકર તો સન્યાસી થયો,
ન્યાસી થયો અવિનાશી થયો—કહેજો૦
કહેજો જગ ઉદ્ધારણ કારણ, બાળ થયો છે ત્યાગી,
મારૂં તારૂં ત્યાગી માતા, થયો બ્રહ્મ અનુરાગી—ન્યાસી૦

લોપણુ મુજને નહિં નીરખતાં જનની જીવજ ખોશે,
શાન્તિ દઇ સહુ કહેજો માતા, રહેજો પ્રભુ ભરોસે—

સરમા— ૬

સકળ જીવનનો સાર રમા હૃદયના આધાર
ભારી ભવથી તારનાર એક ભામાને ભરથાર—
ભવ દરીયે નારી નૌકા જાય જે ઝોલાં ખાતી
નાવિક નાવલીયો પામી પ્રેમને પારે જાતી
પ્રેમી પરકારે સહુનારે તરવું સંસારે
જાણી નગણા નરવરના નેહથી હું ગુણ ગાતી—

દુર્ગાદામ— ૭

હો બાપજી ! વૈરીનું નામ કેમ લઇએ,
પાણી છૂટે નામ લેતાં મોઢામાં, અંતરમાં સમજી રહીયે—
રૂપે રૂપાળી, જોબનની થાળી; ભેળાં ભોજનીયાં જમીયે—
મરતાં સુધી બેઉ રહીયે સંગાથે; દેવલોક સંગાથે જઇએ—

સરમા અને અમરક— ૮

મારા મોંઘા શૃંગાર પ્રેમ વારૂણી પીનાર
મીઠાં ભોજન ભરથાર આપું હૃદયના આધાર
પીરસું હું તો ખટરસ ખંતેથી પ્રીતિ પકવાનો
અધરા મૃતના મીઠા કટોરા આપું અલબેલા

... ... ... ... ...

દેવી દેજો અમને પ્રસાદી થઇશું અમે ઘેલા

સનંદન— ૯

લાગે ખારૂં (૨) લાગે ખારૂં રે, મને ગુરૂજી વીના લાગે ખારૂં—
ગુરૂ વીણુ જીવન જેવું જીવ વીણુ કાયાવાડી
માતું એ મોંઘું ધન મારૂં ધન મારૂં ધન મારૂં રે—
ગુરૂ જે ઇશ્વર મારા, તનડાને તારણ હારા
તેને ખોળતાં નહિં હારૂં—

શંકરાચાર્ય— ૧૦

દર્શ પામીરે દીનબંધુ આજે, હૃદય અતિશય હર્ષ રાજે—
અજન્મા અનંત શંભુ વિશ્વ નિયંતા
પુરારિ સ્મરારિ ભવભય હારી સ્વામી
સકલ જગત યશ ગાજે—
અહિધારી અશરણ શરણે લાખો પ્રણામો
મહેશ સ્વીકારો શિરપર ધારો પાણી
મમ વાંછિત વર કાજે—

પનીયારીઓ— ૧૧

સજની જઇએ પાણી લળી લળી લટકે ચાલી—
વેણીગુંથી વસ્ત્ર સમારી આંખો મેં આંજી અણીયાળી
લટકાં કરતી કામણગારી પનઘટપર જાતી પનીહારી
શિરપર બેડું ખાલી.........................
હું તો કુમારી કોમળ કાયા તોપણ જળ ભરવાની માયા,
શરમાતી સરિતા તટ આવું રખે છેલ કોઇ કરીલે છાયા.

ચડશે ગાલે લાલી—
સાગર પાણી સરિતા પાણી પ્રેમજ પાણી પ્રિયતમ પાણી
એ પ્રિયતમની સંગે માણી હું પણ થઇ છું પાણી પાણી,
વ્હાલાની હું વ્હાલી—

## પનીયારીઓ અને શંકરાચાર્ય—૧૨

સંસાર સુખ દેનારો અમૃતમય મન હરનારો,
સુખીયાં છે સૌ સંસારી સન્યાસ દુઃખ કરનારો.—

ખાવું પીવું પટકુળ પહેરો વળી લલીત લલનાની લ્હેરો,
વાત હૃદયમાં ધારો, ભગવાં તમે ઉતારો.—

દેહ ઉદ્ધારણુ ધાર્યાં ભગવાં, સાધુ શોભા તે નવ તજવાં,
ભોગ રોગ કરનારો, સંસાર સાપનો ભારો.—

ભાન ભુલ્યા દીસો સન્યાસી, પરણ્યા વીણુ પ્રમદા સુખરાશી.
મિથ્યા જન્મ તમારો, છે પ્રેમ પ્રભુને પ્યારો.—

અમે પ્રેમ તે તજી વિષયનો, કર્યો પ્રેમ પરિબ્રહ્મ અભયનો,
મોહ કૂપ આ ખારો. તજી કર્યો સફળ જન્મારો.—

પ્રિયા કહે આવો પતિ પ્યારા, થાય પુત્ર કહે બાપા મારા,
એ લ્હાવો કંઇ ન્યારો, સંસાર શું ધિક્કારો.—

તો પણુ જ્યારે કાયા પડશે, પ્રિયા પુત્ર પળભર સૌ રડશે,
આખર કહે પ્રજાજો, પ્રભુ ભજી જીવ ઉદ્ધારો.—

પનીહારીઓ— ૧૩

શહેર અમારૂં સૌથી સારૂં જગમાં લેજો જાણીરામ;
તુંહી તુંહી રામ તુંહી.
સૌ નરનારી વિદ્યાધારી બોલે મીઠી વાણી રામ—તુંહી૦
મ્હેલો મણિમય મીનાકારી, હોમ હવન જ્યાં રહેતા જારી,
મંડનમિશ્ર તણું ઘર ભારી દેવો રહ્યા વખાણી રામ—તુંહી૦
સરસ્વતી સહવાસ કરે જ્યાં પંડિત જન સંવાદ કરે જ્યાં,
મેના પોપટ વેદ ભણે જ્યાં એ ઘરની એંધાણી રામ—તુંહી૦
કર્મકાંડનો જે અભિમાની જેના સેવકજન પણ જ્ઞાની
એ મંડન ઘર તજી ગુમાની પંડિત ભરતા પાણી રામ—તુંહી૦

વીજળી— ૧૪

હું છેકજ ભોળીનાર શાણી શરમાળી—
મળીયો છે માનવ જન્મારો
વળી કંથ મળ્યો કામણગારો
પતિવ્રત પાળી, રહું સંભાળી—
નિશદિન પતિનું ધ્યાનજ ધરતી
સ્વામીની સેવા હું કરતી
શ્રામ શ્યામને છું વ્હાલી—હું તરફડાળી, એ વનમાળી—

વીજળી— ૧૫

છોડો છેડતીરે લાજો લાજો, જોગીજી લંપટ કામી—
સાધુને નારી સર્વ ભગિનીને માતા

ભેખ લજાવો શું જોગી ભોગી થાવ, શરમાવ મનમાં—
દીલમાં જરાતો ભગવન્તની ભીતિરે રાખો
અંતે નરકમાં કામી જન અંધા જાય થાય લ્હાય તનમાં—

દુર્ગારામ— ૧૬

સાધી લ્યો સ્વારથભાઇ ભેળાં કરીયે કલબલીયાં
ગુરૂ મરે કે જીવે તેમાં મારૂં તે શું જાશે
ખેડુ વાવે ખેતર તેમાં અંતે સાંઢ ધરાશે—
હાજીહા કહીં ઇજજતસર ભાઇ ઘર ભરીયે પરભારૂ
આખર ગુરૂ ખચ્ચર કરીયે છે સોમણ તેલે અંધારૂં—

શંકરાચાર્ય— ૧૭

જ્યાં જીવ શિવ ત્યાં થાતીરે, માયા બિચારી;
રહી દૂર અતિ અથડાતીરે, માયા બિચારી—
જે જોબન ધનમાં ફુલે, જે કામ ક્રોધમાં ભૂલે;
ત્યાં એ ફરતી રહી ફુલેરે, માયા બિચારી—
જે જગને મિથ્યા જાણે, જે બ્રહ્મરૂપ થઇ માણે;
ત્યાં રહેતી દાસી પ્રમાણેરે, માયા બિચારી—
ભલા ભલાને ભૂલવનારી, મોહજાળ ભારી રચનારી;
પણ બ્રહ્મજ્ઞાનીથી હારીરે, માયા બિચારી—



# અંક બીજો.

સરમા— ૧૮

દીસત સુનો આ સંસાર ભાસત ભૂમી અતિ ભયકારી—
શુકન માન દુઃખ નિશાન, ઉર અકળાય અતિ
નયન ફરકે હૃદય ધડકે, વિભુવર કર વ્હાર—

સરમા અને અમરક ૧૯

આવો મારા છેલા રસીકવર
પ્રેમનીર ઢોળું અમીરસ બોળું હેતે હિંચોળું—
બે ભુજના બંધન અલબેલાજી બાંધો
લોચનનાં પ્રેમશર તીરછાં આ સાંધો
ઝીલો સુજાણ ભાણુ નેન બાણુ ધીમે પ્રાણુ
ઝીલો રતિરસ ધરીએ ઉભય, અરસપરસ પ્રેમ પાસ—વાહ

સરમા— ૨૦

સાયબા ઝુલાવું પ્રેમ ઝુલે, ઠાકોર જેમ ઝુલે, હિંચોળા ખાટમાં—
પ્રીતમજી પોઢો હું વાયુ ઢોળી, પ્રાણુ અંતરને પારણે પોઢાડું
નીંદરડી લાવીને હેતું લૂંટાવીને પુરૂં હું હૃદય કપાટમાં—
જો જો ન જાતા જીવણજી મારા, રહેજોજી હૈડાના હાટમાં—

સખીઓ                ૨૧ (ગરબો)

ખીલી છે ચાંદની આલમને આંગણે
રસીયો રસીલી રમે રાસ રંગમાં
નવલ નાવલીયો રસથી ભીંજાય અંગમાં
સંગે સાહેલડી ઘેલડી બનેલી અનંગમાં
હાંરે મુખ મલકેને નેહભીનાં લોચનીયાં ન્હાયરે—

શોભે શ્રીગિરિધર સમા, વર અમરક ભૂપાળ
સરમા છે રાસેશ્વરી ધરી કંઠ કરમાળ

સજની શ્યામને રીઝાવી, મદભર જોબનીયું ઝળકાવી
અમી વરસાવી, હરિ, હરખાવી

લેતાં શ્રમ રસરાસનો, ફરકે ગોલ કપોલ
ભાલે છે પ્રસ્વેદને, કંપતી લોલ અબોલ

હારી હારી ગ્વાલન હારી હારી
રસીલે રસ લીધો ઉલ્લાસમાં
દંત અક્ષત દેખાય, અલી શાને શરમાય
તારી વેણી વીખરાણી, કંઇક કાયા કરમાણી,
હાર પામી છે શાણી જાણી જાણી જંગમાં—

**સરમા, અમરક, સખીઓ— ૨૨**

પિયુ છોડો પાલવડો છેડો નહિ, છેડો નહિં, મારો કેડો લઇ—
સતાવો શું સલુણા આમરે કંઇ તો શરમ રાખો,
હવે હું છેક હારી છું ન બેઠી પ્રેમની નાખો

સખી લોભી ન થાતાં આ યુવા ઉપવન લૂટાવી દ્યો
નથી જોતું વધારે કંઈ અમારો કર ચૂકાવી દ્યો—
બની ઘાયલ બીચારી હું બીમારી કંઈ નવી લાગી,
દવા લાવો સખી દીલની કટારી કોઇની વાગી.
નથી કાતિલ કટારી એ મદનનાં બાણુ વાગે છે,
દવા દેનાર બદલામાં અધરરસ પાન માગે છે.—

વારાંગનાઓ— ૨૩

મધુકર પુષ્પના પ્રેમી, ભૂલ્યો શું ભાન પુષ્પોમાં,
અરે આશું તને લાગ્યું સુધારસ તાન પુષ્પોમાં.—
હતો ઉપવન નિવાસી તું, યતિ સંસાર ન્યાસી તું,
ભૂલ્યો શું ભાન માયામાં, થયો શું વિષયવાસી તું.—
અરે ચંદા ખીલેલી તે, ઘડી ભરમાં ડુબી જાશે,
ઉદય ભાનુ તણો થાતાં કુમુદ આ સર્વ બીડાશે.
પૂરાશે તું, મુંઝાશે તું, વિષય પંકે પડી જાશે,
અધુરૂં કામ સૌ રહેશે, પછી તું પૂર્ણ પસ્તાશે.—
નીહાળી આત્મમૂર્તિને, ખરી કાયા ઉગારી લે,
કરી ગુંજાર આત્માનો, સકળ આ વિશ્વ તારી લે.—

વામાચાર્ય અને વીજળી— ૨૪

ભલા ભગવાન કહે છે કે સફળ અવતાર તું કર કંઇ,
દીવાની મોજ માણીલે યુવા ખાલી જવા દે નહિ.
યુવાની ચાર દીનની ચાંદની ત્યાં મોહ શું કરવા,
નહિં શીયળ તજું મોંઘું નરાખું પ્રાણની પરવા.
અરે ગમાર, પાપ ભાર, ગુરૂ તને ધિક્કે,

કરમ ફુટેલ તું છે વ્યભિચારી,
ગુરૂદેવ તું, હું દુહિતા છું, તેપર નજર ન કરતું,
પરદારા તે જ્વાળા જાણી ન પાપ નર્કમાં પડીને મરતું—

શંકરાચાર્ય— ૨૫

ઉગારો (૨) શ્યામ ક્ષીર સાગરના વાસીરે,
લક્ષ્મી નૃસિંહ કર ધારી—
સુદર્શન ધારી હે મુરારિ હરિ સંભારજો,
તાપ ત્રિવિધના નિવારજો સુખરાશીરે...લક્ષ્મી૦
માયાની જાળે ભાન ભૂલ્યો હું મને તારજો.
અનલ બુઝાવીને ઉગારજો અવિનાશીરે...લક્ષ્મિ૦

ઉભયભારતી— ૨૬

જ્યાં સદાય ધર્મ કર્મ બ્રહ્મમાં મતી અતિ,
ત્યાંજ રે' સરસ્વતી—
આપનાંજ ચાર ધામને વિદ્યાવતી,
રહીશ નામ શારદાથી હું શોભાવતી, વાણીમાં વિકાસતી—

શંકરાચાર્ય— ૨૭

જે જન જનની વીસરતા ત્રાતા, કૃતઘ્ની જન તે ખ્યાતિ સંહરતા,
જે નવ માસ ઉદર મહીં રાખે સહી કષ્ટ સુખ આપે
તે ઉપકાર ભૂલે જન ક્રોધી ડુબે આપ ભર પાપે—
આપ્યું વચન મમ માત સતીને સત્વર તેજ નીભાવી
આવો સમય અવસાન સુધારૂં મોક્ષ ધામ દર્શાવી—

# અંક ત્રીજો.



**શંકરાચાર્ય અને શિષ્યો— ૨૮**

બ્રહ્મને ભજ ભાવથી તને તારશે તતખેવ
મમતા છોડ તું રે—જીવડા બ્રહ્મને ભજ ભાવથી
આવે ગ્રીષ્મ વસંત ફરી ફરી કાળફર ક્રીડા કરે
પણ જાય એળે જીંદગીને નવ સુઝે પળવા—
શત્રુખટ આધીન ઇન્દ્રિય બુદ્ધિ મન બંધાય છે
તે છોડશે પરિગ્રહ તું સ્મર ઘડીભર કિરતાર—

**વીજળી— ૨૯**

વા, ઘેલડું મારૂં જોબનીયું અણમૂલરે
રસ ઉભરાય છે, ઝોલાં ખાય છે—થાય છે રસીયા ડૂલરે—
રંગે રસભસ છું, પ્રેમે પરવશ છું—મોંઘા પ્રેમનાં મૂલરે—

**વીજળી—વામાચાર્ય }**
**દુર્ગારામ—ચેલી } ૩૦**

સુધરે પ્રચંડ પાપી સંગત પ્રતાપથી—
દુરજન બોળે દસ પેઢી ભુંડા છે સાપથી
સર્જન સંગી થાતાં જીવ ઉગારે પાપથી—
લોઢાના ટુકડા થાતા છીણીના કાપથી
તે લોઢું સોનું થાતું હીરાના બાપથી—

શંકરાચાર્ય— ૩૧

ધર્મે વિજય ગવાશે, સનાતન ધર્મે વિજય ઉચરાશે
ધર્મને સત્યત્યાં ભક્તિ વસે છે
ભક્તિ ત્યાં મુક્તિ જાશે—સનાતન.
ચંદ્ર સૂર્ય તપતાં લગી મત અદ્વૈત પ્રચાર
રહેશે આર્યાવર્તમાં કરે આર્ય જયકાર
વહેશે અખંડિત જ્ઞાન સરિતા—
ભારતનો જય થાશે—

ૐ શાન્તિ શાન્તિ શાન્તિ



---

**જાહેર ખબર—નીચે દર્શાવેલા નાટકનાં ગાયનોના ઓપેરાઓ રોકડી કીંમતે શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજને જ્યાં જ્યાં મુકામ હશે ત્યાં ત્યાંની ઓફીસમાંથી મળશે.**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | દાનવી માયા | .... | .... | ....૦—૨—૦ |
| ૨ | સૂર્યકાન્ત | .... | .... | ....૦—૨—૦ |
| ૩ | ઓહાખો | .... | .... | ....૦—૨—૦ |
| ૪ | સુધા ચંદ્રિકા | .... | .... | ...૦—૨—૦ |
| ૫ | વીર કુણાલ | .... | ... | ....૦—૩—૦ |
| ૬ | પ્રેમ—સંહાર | .... | .... | ....૦—૨—૦ |
| ૭ | શંકરાચાર્ય | .... | .... | ....૦—૩—૦ |

**માલેક, શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.**